રાજ્ય લેખમાળા નં૦ ૨૬.

# ટુકડા માટે ખેંચતાણ.

## યુવાન ભારતને આમન્ત્રણ.

લાલા લજપતરાય.

હોમરૂલ લીગ.

૨૫૨, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.

કીંમત એક આનો.

પ્રત ૧૮૦૦૦. ] [ જુલાઈ ૧૯૧૯ ]

૦ જીવરાજ ગોકલદાસ નેણસીએ ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ, ૩૦૬, બોહરાબજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું અને મી૦ કનૈયાલાલ મા. મુનશી, એડવોકેટ. ૨૫૨, હોર્નબી રોડ, કોટ, મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું છે.

૮૨૫

# મુંબાઈ હોમ રૂલ લીગ

## થી પ્રગટ થતી સ્વરાજ્ય લેખમાળા અને પત્રિકા (ગુજરાતી.)





**સ્વરાજ્ય લેખમાળા**

| | | |
|---|---|---|
| નં. ૧. | સ્વરાજ્ય શા માટે | ૦–૦–૬ |
| | સ્વરાજ્ય (૧૯૦૬ કૉંગ્રેસમાં દેશભક્ત દાદાભાઈ નવરોજીએ પ્રમુખપદેથી આપેલું ભાષણ) | ૦–૧–૦ |
| નં. ૯. | મિસિસ બેઝંટનો છેલ્લો સંદેશો. | ૦–૦–૬ |
| નં. ૧૧. | મેસોપોટેમીઆ કમિશનનો રિપોર્ટ સંબંધી મી૦ મૉન્ટેગ્યુનું ભાષણ. | ૦–૧–૦ |
| નં. ૧૨. | સત્યાગ્રહનું રહસ્ય (દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીની ચળવળ) | ૦–૧–૦ |
| નં. ૧૫. | મિસીસ બેસંટનું ભાષણ | ૦–૨–૦ |
| નં. ૧૮. | ખેડુતોના દુઃખો. | ૦–૨–૦ |
| નં. ૨૧. | મુંબઈની ખાસ કોન્ગ્રેસના પ્રમુખ સૈયદ હસન ઈમામનું ભાષણ. | ૦–૧–૦ |
| નં. ૨૩. | દિલ્હીની ૩૩ મી હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ માનવંત પંડિત મદન મોહન માલવીયાનું ભાષણ. | ૦–૧–૦ |
| નં. ૨૫ | સર શંકરન નાયરની ભિન્ન મતની નોંધ. | ૦–૨–૦ |
| નં. ૨૬ | ટુકડા માટે ખેંચતાણ (લાલા લજપતરાય.) | ૦–૧–૦ |
| | સર સુબ્રામણી આયરે લખેલો ડૉ. વિલસનને પત્ર. | ૦–૨–૦ |

**સ્વરાજ્યપત્રિકા નકલ ૧ પૈસો**

નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ

નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે?

નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય.

નં. ૪. હિન્દની ગરીબાઇ

નં. ૫. મિસીસ બેસંટનો સંદેશો.

નં. ૬. એકનીષ્ઠા અને પ્રમાણીકતા

મળવાનું ઠેકાણું:—હોમ રૂલ લીગ—મુંબાઈ શાખા,
૨૫૧, હૉર્નબીરોડ, કોટ, મુંબઇ.

# ટુકડા માટે ખેંચતાણ.

## યુવાન ભારતને આમન્ત્રણ.



### લાલા લજપતરાય.



પરદેશી રાજસત્તાનું અધમ અનિષ્ટ તો એ છે કે તે પ્રજા-વર્ગમાં પરાધીનતાની વૃત્તિને ઉત્પન્ન કરે છે; જે વૃત્તિને પરિણામે મુલ્કેમાલીકના હાથમાંથી પડતા ટુકડા માટે લડતાં પ્રજાના અનેક વિધ વર્ગમાં મતમતાન્તર અને ભાગલા પડી જાય છે. ૧૯૦૯માં જ્યારે નામદાર મોર્લેએ સુધારા દાખલ કર્યા ત્યારે તેણે મિતિવાદી-ઓને સબલ આશ્રય આપી ઉદ્દામપક્ષને કચરી નાંખવાનો પ્રપંચ રચ્યો. મિતવાદીઓમાંના કેટલાકને ઓદ્ધાઓ આપ્યા અને થોડાક મહાશયોને નામની પૂર્વે ઑનરેબલ શબ્દ વળગાડવાની સવળતા કરી આપી. હવે મી૦ મૉન્ટેગુ અને નામદાર ચૅમ્સફર્ડ એજ બાજી ખેલી રહ્યા છે. આટલું તો એમના માટે કહેવુજ જોઇયે કે મોર્લે કદી ન દેખાડી શકે એટલી સફાઇથી તેઓએ દાવ માંડયો છે, મોર્લેમાં એવી હિંમતજ નહતી. જન્મભર કલ્પનાના રથ ખેડયા હોવાથી કલમબાજીમાં તે ઉસ્તાદ નીવડયો, પરન્તુ સિદ્ધાન્તોને વ્યવહારમાં મુકવાની હિમત દેખાડી ન શકયો, શબ્દમાં હેની પ્રભુતા પ્રકાશી, પરન્તુ કાર્ય કરતાં તે તેવો પ્રભાવશાળી ન નીપજ્યો. એની—જો કહેવાય તો—મુત્સદ્દિગિરીમાં નહતું યકીન કે નહતી કલ્પના જ્યારે મૉન્ટેગુ કોઇકોઇવાર તો મુત્સદ્દિપણાંની બહુ ઉંચી ભૂમિકાએ

મ્હુડો દેખાડે છે. છતાં એનો પ્રવાસ પણ ધીમો અને ટપ્પે ટપ્પે થાય છે જામી ગયેલાં સ્વાર્થના ઝાળાં Vested Interests સ્હામે તે બાથ ન ભીડી શકે, અને દેશમાં તેમજ પાર્લમેન્ટમાંના જંકર તત્વને ન ગણકારે એ ન બને. છતાં મિતવાદીઓથી પોતાના પક્ષને સમર્થ બનાવવામાં માત્ર બાર માસમાં તે જે ફત્તેહ મેળવી શકયો છે તે મોર્લે પાંચ વર્ષમાં નો'તો મેળવી શકયો. તે એ પક્ષને ઉપરાઉપરી ઓદ્ધાઓની લ્હાણી કર્યા જાયછે અને એને પોતાની તરફેણમાં તેણે સંપૂર્ણ વાળી લીધો છે. કદાચ મહાસંગ્રામે પ્રસંગ ઉભો કર્યો કહિયે. તેમ વળી વાઇસરૉયનો તેને ટેકો છે અને સારી આલમપર થતા ફેરફાર તેની તરફેણમાં છે એમ માનિયે. આ બધું સ્વીકારવા છતાં પણ, હિન્દુસ્તાનના વહીવટમાં લાંબે પ્હોંચે તેવા સુધારાઓ આણવાના તેના પ્રયત્નમાં તેને મોર્લે કરતાં સ્હડિયાતો માનવા વિના છુટકોજ નથી.

આટલું તો જાણે સહજ સ્પષ્ટતા ખાતર કહ્યું. અમે આરંભેજ ટુકડાઓ માટેની ખેંચતાણ વિષે કહ્યું છે; પરદેશી રાજ્ય સત્તાનું એ સ્વાભાવિક પરિણામજ છે. હિન્દુસ્તાનભરમાં આ ઘડીએ ચાલી રહેલી રાજદ્વારી ખેંચતાણમાં અમને તો આ ટુકડાનીજ ખેંચતાણ દેખાય છે **નામદાર મોર્લે**ના સમયમાં હિન્દનો પ્રજાકીય પક્ષ બે વિભાગે વ્હેંચાયો હતો મિતવાદી (Moderates) અને ઉદ્દામ (Extremists) આ બંને માત્ર કહેવાતા મિતવાદી અને ઉદ્દામ હતા. હવે કહેવાય છે કે ચાર પક્ષ પડયા છે. મિતવાદી અને અત્યન્ત મિતવાદી ( Ultra moderates ), ઉદ્દામ અને અત્યન્ત ઉદ્દામ. અમે સહુના શબ્દો ઉપર બહુ ધ્યાન આપી રહ્યા છિયે અને હવે શું થાય છે એ તપાસતા બેઠા છિયે, ફાટફુટ, મતમતાન્તર અને પુનઃસંયોગ એ સર્વથી અમને બ્હીક લાગતી નથી, ખરેખર તો અમારાં ઉત્સાહમાં એથી વધારો થાય છે

**उष्णोर्जाविवल्यनू** ગરમી એતો જીવનનું ચિન્હ છે. ઘર્ષણ એ સર્વથા અનિષ્ટ નથીજ. ગમે તે કીમતે રાખેલી શાન્તિ એ સર્વથા ઇષ્ટ નથી. ઇષ્ટ વસ્તુ, સત્ય વસ્તુ, તો જીવન છે, શાન્તિ અને સ્વસ્થતા નથી. આપણા પતનનું નિદાન એ છે કે આપણને જીવન કરતાં પણ શાંતિ અને સ્વાસ્થ્યને વધુ ચહાતાં શીખવાયું છે. પ્રજાકીય પક્ષની છાવણીમાં મતમતાન્તર એતો જીવન્ત વિચારો, પ્રવૃત્તિમય જીવન અને પ્રયાસવૈભવ દેખાડેછે. આ જોઇને અમને અંતરમાં સુખ ઉપજેછે, પરંતુ આ સર્વ વિનાશક ન બની જાય તેની આપણે સંભાળ રાખવાનીછે.

અમને દિલગીરી માત્ર એટલીજ થાય છે કે જે વિષયોમાં ઉદાર રીતોએ ચર્ચા થવી જોઇયે ત્યાં લાગણીઓને આટલું બધું સ્થાન અપાયછે. મિતવાદીઓ ધીરજ, અનુભવ, ડાહ્યાપણ, સુબુદ્ધિ-ગિરી, ભૂતકાળની સેવા અને ત્યાગ એ સર્વની ખુબ વાતો કરેછે અને છતાં સામાપક્ષને ઉતારી પાડવામાં અને રૂદન કરવામાં તેઓ એટલા બધા ઉગ્ર થયાછે કે અમને એમના ઉપર ગુસ્સો ચડેછે. એમના પક્ષમાં અમારા ઘણા મિત્રોછે જેમને અમે ચાહિયે છિયે અને બહુમાન આપિયે છિયે. અમને એમના માટે બહુજ ઉંચો ભાવછે. એમનાં અંતઃકરણ વિષે, પ્રમાણિકતા વિષે, દેશભક્તિ વિષે અમને લેશ પણ શંકા નથી પરંતુ અમે એમ તો નથીજ માનતા કે આ સર્વ ગુણોનો અને ડહાપણ હુશિયારીનો તેમણે ઠેકોજ લીધોછે. અમને વધારે ગુંચવણ થવા કારણ એ છે કે જુદા જુદા રાજ્યદ્વારી પક્ષોનાં ધ્યેયમાં અમને અગત્યના તફાવતો દેખાતા નથી. અલબત્ત મતમતાન્તર તો છેજ પરંતુ શું તે અન્તરો એટલા બધા વાસ્તવિક છે કે જેથી હાલ દેખાડાયછે એટલી બધી ગરમી અને જુસ્સો સુધારાની યોજના સંબંધી તકરારોમાં દેખાડવાં પડેછે! બેય પક્ષે ઉતી ખુબ ઉકાડીજ પડે એટલા બધા એ તફાવતો છે! શા માટે મિતવાદીઓ

કોન્ગ્રેસ છોડી ગયા છે? વર્ષ માટે પણ તેઓ અલ્પમતે પણ કાં ન રહી શકે? જેને ઉદ્દામો કહિયે છિયે તેઓ તો વર્ષો સુધી અલ્પમતે રહ્યા હતા! સુધારાની યોજના વિષે વળી એટલી સંમતિ તો સહુની થઇ છે કે સરકારી યોજના સંતોષકારક નથીજ અને એમાં અગત્યનાં તત્વો રહી જાય છે. બધાજ પક્ષોનો દૃઢ મત છે કે મધ્યસ્થ સત્તામાં (Central Government) માં લોકોને કંઇજ અંશ નથી મળતો અને એટલા પ્રમાણમાં એ યોજના ખામી ભરેલી છે. બધાજ ભાર મુકી કહી રહ્યા છે કે એ યોજના કંઇક નિશ્ચિત રેખાએ નિયમિત બનવી જોઇએ જેથી પ્રાન્તિક સરકારમાં, ચુંટાયલા પ્રતિનિધિઓને જે સત્તા મળે છે તેજ સત્તા તેમને કેન્દ્રભૂત સરકારમાં પણ મળવી જોઇયે. મૂળ વાંધો તો શબ્દોનો અને હકીકતોનો છે. એક પક્ષ યોજનાને "અસંતોષજનક અને નિરાશાભરી" કહે છે. મિતવાદીઓ આ શબ્દો સ્હામે વાંધો દર્શાવે છે. તેઓ હોમરૂલના સંપૂર્ણ દાન માટે સમયનું ચોકકસ મર્યાદાબંધન નથી ચાહતા. અન્યપક્ષ ચાહે છે. એક પક્ષ પ્રાંતિક સરકાર સંબંધી યોજનાથી આતુર છે, અન્યપક્ષ સર્વ પ્રાન્તોમાં પૂર્ણ અધિકાર ચાહે છે. બંગાલ, મુંબઇ અને સંયુકત પ્રાન્તના ધારાસભાના મિતવાદિ સભ્યોએ સંપૂર્ણ સતા માગી છે, માત્ર પોત પોતાના પ્રાંત માટે; કહેવાતા ઉદ્દામો સર્વ પ્રાન્તો માટે માગે છે.

મિતવાદીઓ બીહે છે કે રખેને યોજના વિષે બહુ વિવેચન થાય તો યોજનાજ આખી જોખમાઇ જાય. ઇંગ્લાણ્ડની વીરૂદ્ધતાએ એઓ અસ્વસ્થ બની ગયા છે. માત્ર તેઓ ભૂલી જાય છે કે જે અપાય છે તે મ્હેરબાની દેખાડવા નથી અપાતું પરન્તુ **હવે જીર્ણ થયેલી નીતિરેખાએ હિન્દુસ્તાનમાં રાજ્ય ચલાવવું અશકયવત્ છે, સમયનીજ એ જરૂરિયાત** છે આ પરિસ્થિતિ આલમ આખીની પ્રગતિએ આણીછે અને સરકારના ધર્મ વિષે

આ પુરૂષ સર્વના મતમાં બહુ ઝડપથી ફેરફાર થઇ ગયા છે. હજુ તેઓ પ્રતિનિધિતન્ત્ર અને રાજકીય લોકશાસનનાં પુરાણા, સમયે ઘસાયેલાં સુત્રો ગોખી રહ્યા છે એઓ હજી જાગ્યા નથી એટલે જાણતાય નથી કે પ્રાચીન, રાજસત્તાધારી માલીકો બુદ્ધિ શકિતની દૃષ્ટિએ તો જીર્ણ થઈ ગયાછે, એમનાતો રામ કયારેય રમી ગયાછે. એમની તત્વકલ્પનાઓને સ્થાને નવીનતર વાદો ઉપસ્થિત થયાછે, જે વિશ્વસમસ્તની બુદ્ધિને અધીન કરતા જાયછે. દુનિયા હવે પોતાની વાસ્તવિકતાનુ સમર્થન કરવા **મિલ, મોર્લે, બર્ક** કે **બ્રાઇસ,** કે પ્રાચીન ઉદાર પક્ષને યાદ કરતી નથી માનવ સમાજના વિચાર પ્રવાસના પંથે તેઓ હવે સુંદર સીમાસૂચનો બની રહ્યા છે, પરંતુ ઉજાસનાં કે આશાનાં દાનના દાતા એઓ નથી રહ્યા. એમની પ્રતિભાપાંખે સ્પર્શ કરેલી ભૂમિકાઓથી પણ આગળ હવે દુનિયા વ્હડી ચુકી છે.

**મોન્ટેગુ યોજના નિષ્ફળ નહિજ જાય કારણકે એ સમયે આણેલી જરૂરિયાત છે.** છતાં પણ જો એ નિષ્ફળ થાય તોય એની નિષ્ફળતા એ કોઇ પણ પ્રકારની વિપત્તિ તો નથીજ. હિંદુસ્તાનના માલેકોની સ્હામે આ યોજના પડી ભાંગે તો, માત્ર બે માર્ગ ખુલ્લા છે. એકતો એ કે એક વધારે સરસ એ લોક તત્ત્વના વધુ અંશ વાળી યોજના દાખલ કરવી; બીજું મ્હોટા પાયા ઉપર દાબદુબ અને કાપકુપનું ધોરણ અખ્ત્યાર કરવું. છેલ્લો માર્ગ સરકાર લે તેથી અમે જરાય ડરતા નથી, કારણ સ્વાતન્ત્યના પ્રયાસોને જુલમથી જેટલો વેગ આવેછે તેટલો બીજા કશાથી આવતો નથી. જો સ્વાધીનતા આપવામાં ઢીલ કરાય તો એ ઢીલ કરનાર ઉપર સ્વાધીનતા પોતેજ વેર લે છે. રશિયા, જર્મન, ટરકી જુઓ. એમ તો એટલી હદ સુધી ન જાય એટલું ડહાપણ બ્રિટિશોમાં છે. એ એો દાબવા સાથે થોડું થોડું મુકતાય જશે. એથી **મોન્ટેગુની** યોજના

સર્વાંશે નિષ્ફળ થાય એવો ઝાઝો ભય નથી. આ સુધારણા અને દયાળુની નીતિ છે. સ્વરાજ્ય પ્રાપ્તિ માટે સમય મર્યાદા માટે ધાંધલ મચાવવામાં ઉદ્દામોની બાલીશતાજ છે, એ એઓ ભુલી જાય છે કે મર્યાદા બાંધનાર અધિકારી તંત્ર આગળ જતાં મર્યાદાનો નાશ કરી શકેછે. જ્યારે સ્વરાજ્યના અધિકાર ઉગશે ત્યારે સ્વરાજ્ય **મળશેજ** એ વેદ વાક્ય.

બેય પક્ષને સ્મરણમાં નથી રહેતું કે સરકાર માત્ર કુદરતી રીતે પોતાના સલામતી અને સ્વાર્થનો વિચાર રાખી ન છુટકે દેવું પડે તેટલુંજ દે છે. ખરેખર તો લોકોએ જે જીતીને મેળવ્યું હોય છે તેજ આપતી વખતે સરકાર દાન કરવાનો ડોળ ઘાલે છે. આ દૃષ્ટિબિન્દુએ તપાસતાં હિન્દના રાજદ્વારી નેતાઓ ટુકડા માટેજ ખેંચતાણ કરી રહ્યા છે. દુર બેઠેલ અમારા જેવાને તો તેઓની નજરજ ન પહોંચતી હોય અને તેઓમાં સિદ્ધાંત જાળવવાની મક્કમતાજ ન હોય એમ લાગે છે તેઓ (કલ્પનાના) ભૂતથી બ્હીયે છે અને એમના ભયનું કારણ સત્તાધરનું બલ નહિ પણ સ્વયંની નિર્બળતા છે. તેમને પોતામાંજ યકીન નથી. તેઓ-માંના કેટલાક તો ખુરશી ગરમ કરનારા પોલિટિશિયનો છે જેઓ હિસાબ કરીને ખાટવા લખે છે, અને કોઇકોઇવાર ઉઘરાણામાં પોતાની આવકનો નહિ જેવો અંશ આપેછે; કેટલાક રાજદ્વારી નાયકો વકીલાતનો ધંધો કરે છે, અને ભુખ મટાડવા તેમના દેશ ભાઇયોએ એકઠી કરેલી કંગાલ કમાણીમાંથી, લાખો એકઠા કરેછે, સામાન્ય જનતા માટે તેમને હંમેશ લાગણી હોયજ છે અને આ લાગણીને તેઓ હૃદયસ્પર્શી અને અસરકારક ભાષામાં દર્શાવે છે પરન્તુ પોતાની મીલકતનો જનતાને કઇપણ હિસ્સો આપવા બદ્દલ તેઓ તાણખલુએ ભાંગતા નથી. એમના અને જનતા વચ્ચે એક મોટો અન્તરજ રહે છે જે તેઓ કદિયે ઓછો કરવા પ્રયત્ન કરતા

નથી; તેઓ ભવ્ય મહાલયોમાં રહે છે જ્યારે જનતાને રહેવા તૂટયાં ઝુપડાંય નથી. તેઓમાંનો મ્હોટો ભાગ રાયબહાદુર કે ખાનબહાદુર હોય છે. આ ખિતાબોમાં તેઓ મગરૂબી લે છે. જાહેર પત્રમાં તેમનો ચંગ વગાડનારાઓ હમેશા પોતાના રાજકીય વિચારોના સમર્થનમાં સરોની કતાર લગાડી દે છે. અતિશયસત્તા, અન્ધસત્તા, કેવળસત્તાજ, રાજાની કે બ્રાહ્મણની, ભદ્રલોકની કે અમલદારની ધનિકની કે વૈભવીની–કોઇપણ સત્તાનો અત્યાદર કરવાથી હિન્દનું નિકન્દન નીકળ્યું છે. છતાં આ સુધારાના સ્થંભો હંમેશા મ્હોટાં મ્હોટાં નામોનોજ આશ્રય શોધે છે, એમની મુખ્ય દલીલો "બડા લોક" હોય છે અને જો પોતાના પક્ષમાં અમુક સર, અમુક ઑનરેબલ, અમુક રાજા કે નવાબો હોય તો પછી પોતાની દલીલો ન્યાયશુદ્ધ અને સાચી. સરકારના અધિકારીની વિરૂદ્ધ થઇને મરી જાય તો ન લખે એટલા તેઓ બીહે છે. પોતાના કારભારીઓ ચુંટવામાં, નેતાઓ નીમવામાં પણ એઓ યોગ્યતા કે નિડરતાને ન જોતાં અમલદારોનાં પ્રિયતમપાત્રોનેજ શોધી કહાડે છે. હિન્દી નેશનલ કૉન્ગ્રેસની વ્યવસ્થા કરવામાં પણ કૉકસ પદ્ધતિ, હાથચાલાકિભર્યા કારસ્તાનો, મતોની બીખ અને અનુયાયી વર્ગથી સભાસ્થાન ભરી દેવા વિગેરેની રીતો અખ્ત્યાર કરાઈ છે.* પાશ્ચિમાત્ય ચુંટણીની રીતો તેઓ સારી પેઠે જાણે છે છતાં જ્યારે એજ પદ્ધતિ તેમના હરીફ પક્ષીઓ અખ્ત્યાર કરે ત્યારે તેઓ ચ્હીડાય છે. હવે જ્યારે કૉન્ગ્રેસનું સુકાન વિરૂદ્ધ પક્ષના હાથમાં આવ્યું છે ત્યારે આ મહાભારત વિપત્તિ માટે તેઓ ખુદાની દરબારમાં ગાયા પોકાર પહોંચાડી રહ્યા છે. "લીડર" કહે છે કે એ પક્ષે કૉન્ગ્રેસના વ્હાણને ખરાબે ચ્હડાવી દીધું છે. ખરેખર તો જે ક્ષણે મિતવાદીઓએ એનો ત્યાગ કર્યો તેજ ક્ષણે કૉન્ગ્રેસ ખરાબે

---

* આ રીતોના ઉદાહરણમાં ૧૯૦૬–૭–૧૮ની કૉન્ગ્રેસની વ્યવસ્થાનો ઇતિહાસ તપાસવો.

ચ્હડી ચુકી દિલ્હી એટલે તો પૂર્વસિદ્ધ હકીકતનેજ પુનઃ પ્રતિપાદિત કરી છે. પોતાના વિપક્ષીઓને તેઓ 'જુવાનીયા' કહી ઉતારી પાડે છે. તેમને કેવળ લોકોની વૃત્તિને ઉશ્કેરનાર પ્રાકૃત નેતા ( Demagogne ) બિનઅનુભવી, અવિચારી, આગ લગાડવામાંજ આનંદ માનનાર વિગેરે કહેછે. લોકોને તેઓ ધેરિયાતંત્ર Mobocracy કહે છે, એમને અસંમત એટલું અનીતિવાળુ. એમને ન ગમે એટલું બધું હડહડતી બેવકુફાઇ. જેટલાં વિશેષણો એમનેજ માટે, એમના ક્ષણપૂર્વેના શત્રુઓ, પણ આ ક્ષણના પ્રશંસકો વાપરતા તે સર્વ વિશેષણો હવે તેઓ, પોતાની સત્તા કે નેતૃત્વનો સ્વીકાર ન કરનાર દેશભાઇઓ માટે વાપરે છે અલ્પ સંખ્યામાં હોવા છતાં, બહુમતિ ઉપર સત્તા ચલાવવા એઓ ચાહે છે, અને આ સત્તાનો ઉપયોગ તેઓ પોતે બહુમતિમાં હતા ત્યાર કરતાં પણ વધુ તોરથી હાલ કરવા માગે છે. મિતવાદી પત્રો પોતાના પક્ષમાં કોઇક વયોવૃદ્ધ અને માનવૃદ્ધ નેતાઓ છે એ વાત ઉપર મ્હોટાં મ્હોટાં ભવનો રચે છે. અનેકવાર અમુક—ની નામાવલિથી પોતાનાં પાનાંઓ તેઓ ભર્યા કરે છે અને તેમના ત્યાગ ભોગનાં દાસ્તાનો વર્ણવે છે. અમારાં મનમાં આ વ્યક્તિઓ માટે માન અને એમના ત્યાગ માટે અહોબુદ્ધિજ છે. એમના ગમે તે શબ્દો પણ અમારે પૂજ્યભાવથી સાંભળવા જોઇએ એનીયે ના નથી કહેતા. અર્વાચીન ભારતના એઓ કર્તા અને વિધાતા છે અને દેશમાત્ર એમના આભાર તળે છે. છતાં તેમનું કહેલું સંપૂર્ણ રીતે માનથી સાંભળ્યા પછી પણ જો દેશને અન્યથાજ લાગતું હોય તો એમની સલાહનો અસ્વીકાર કરી ઇષ્ટ પંથે પ્રવર્તવા તે સર્વથા ધર્મજ છે.

જેનાં નેતૃત્વથી સંતાપ હોય અને ડારગતી હોય, દોરવાતી જનતાથી જે સદાય ઉંચે હોય, નિર્ભય અને હીંમતવાન હોય અને ખાસ તો એ કે જેની નિસ્વાર્થતા માટે શંકાનો લેશ ન હોય—તો

નેતા. આ ગુણ વગરનાથી વિભૂષિત થઈ શકે ત્યાં સુધીજ તે નેતા બની શકે. એકવાર નેતા તે હંમેશ નેતાજ રહે એમ ન બને. પ્રગતિશાળી સમાજમાં સમયના બદલવા સાથે અને પરિસ્થિતિના ફરવા સાથે નેતૃત્વમાં પણ ફેરફાર થાય છે. વય કે શિક્ષણ* એમાં આધારભૂત નથી, બિતાઓ કે પદ્વીઓ પણ નથી. કોઇકવાર નિયન્ત્રણા કરવાનો, કાબુ દેખાડવાનો, ચેતાવવાનો કપરો ધર્મ નેતાને પ્રાપ્ત થાય છે, પરંતુ જો પોતાનાજ વિચારોને, ક્ષણ અનુયાયી વર્ગના વિચાર કરતાં પાછળ રહી જવા દે છે, તો આ ધર્મ પાળવો અશક્યવત્ બને છે. જે નેતા પોતે દેખાડેલી કાર્યદિશાના ટેકામાં માત્ર પોતાની ભૂતકાળની સેવા અને ત્યાગનીજ દલીલ સહુથી આગળ ધરેછે ત્યારે તે પોતાને બહુજ કઢંગી અને હાસ્યાસ્પદ દશામાં મુકી દેછે. ખાસ કરીને જ્યારે એના અનુયાયીઓને એમ લાગે છે કે થોડાક વખત પહેલાંજ એણે દર્શાવેલા મતો સાથે એનું વર્તમાન વર્તન સરખાવતાં એણે પોતાનાજ શબ્દો, મજબુત કારણ વિના, ખોટા પાડી દેખાડયાછે, ત્યારે તો એની દશા શોચનીયજ છે. વળી જે નેતા પોતાની પૂર્વની સેવા અને ત્યાગનીજ ગાથા ગાયછે તે વિષમ સરખામણીઓ અને અનિષ્ટ ટીકાઓને સ્વયમ્ આમંત્રી લેછે. ત્યાગ, વિપત્તિ, અને દેશને કારણ સહન કરવાની દૃષ્ટિએ જોતાંએ તો ઉદ્દામ વર્ગના નેતાગણ સાથે સરખાવતા મિતવાદિઓ તો કુછ બિસાતમાં નથી. મિતવાદીઓમાં એવો એક પણ છે ખરો જેણે બાલ ગંગાધર તિલક કે અરવિન્દ ઘોષ જેવો સ્વાર્થ ત્યાગ કર્યો હોય કે દુઃખ સહ્યાં હોય? પંડિત માલવીયના જવા સાથે મિતપક્ષમાંથી, જેનો ત્યાગ કપરી કસોટીએ પણ વિશુદ્ધ નીવડે એવો

---

* યુરોપ અમેરિકાની લોક શાસનની વિધવિધ પ્રવૃત્તિઓનો ઇતિહાસ વાંચો. પાર્નેલ, રેડમન્ડ, બ્રાયન અને રૂઝવેલ્ટ, ક્રોપોટ્કિન અને મૅઝમ બ્રશ્કોવસ્કયાની જીવનકથા વાંચો.

છેલ્લો નર ગુમાવાયો છે. અલબત ભારત સેવક સમાજીઓને બાદ કરતાં! બાકી બીજાઓ, મહાલયોમાં રહી, બેન્કોમાં ગંજાવર ખાતાંઓ રાખી, નામની પાછળ અને આગળ ખિતાબો લટકાવી, જીવનને નિશ્ચિન્ત બનાવતા મોટી ગાલકતો અને મીલો રાખી પેઢીઓ સુધી સુખ સંપત્તિ સગવડ સાચવી, ત્યાગ કરવાની વાતો પણ નજ કરી શકે. એટલુંજ નહિ પણ જે સ્થિતિએ તેઓ ચ્હડી શકયા છે તે દેશભકિતને લઇનેજ, તો પછી આનેજ દલીલ તરીકે ધકેલીને પોતાનો મત સ્વીકારાવવાનો તેમનો દાવો બિલકુલ હાસ્યાપદજ છે.

બહુજ થોડાં વરસની વાત ઉપર, મિતપક્ષનાંજ વર્તમાનપત્રો કહેતાં કે જો કંઇપણ વસ્તુ કે કોઇપણ હિન્દી " પાયોનિઅર " ને સારો કે રૂચિકર લાગે, તો તે વસ્તુ, તે વ્યક્તિને દૂરથીજ-નવગજના-નમસ્કારજ કરવા; નિદાન એના પ્રત્યે નિઃશંક દ્રષ્ટિ તો નજ થવું. પરન્તુ એજ મિતવાદીઓને, " પાયોનિઅર " જ નહિ પરન્તુ " લન્ડન ટાઇમ્સ ", " ઇંગ્લીશમેન " અને " સીવિલ એન્ડ મિલિટરિ ગેઝેટ " નાં સુદ્ધાં વખાણ અને ખુશામત સાંભળવાનો બખ્તાવર વખ્ત ખુદાએ આપ્યો છે. અમને તે સમય બરાબર યાદ છે કે જયારે આ મિતવાદીઓમાંના કોઇ કોઇ સર જયોર્જ કલાર્ક (લૉર્ડ સિડનહેમ) ને સાતમે આશમાને ચ્હડાવતા. એમાંના એક તો લખ્યું હતું કે સર જયોર્જના વચનામૃતનું પાન કરવા આખો દેશ શિર નમાવી કર્ણ તીવ્ર કરી સોત્સુક બને છે. (અમે એનાએજ શબ્દો નથી કહેતા) તે કાળના સર જયોર્જ કલાર્ક અને આજના લૉર્ડ સિડનહમ પ્રતિની તેમની વૃત્તિમાં કેટલો ફેરફાર થયો છે તે વિચારો. સત્ય તો એ છે કે આપણ સહુથી ભુલ તો થઇજ જાય છે મિતપક્ષના નેતાઓ પણ આજસુધીમાં ઘણીય ભુલો કરી ચુકયા છે, એમનાં ડહાપણ દીર્ઘદ્રષ્ટિ મુત્સદ્દિગિરી દાનાઇ એ બધાં છતાં-એ પણ

નહિ કે ન કરવાનું કરીને અને કરવાનું ન કરીને બેય રીતે તેઓએ ભુલો કરી છે. ઘણીયેવાર દુનિયાના પ્રવાહની દિશા ન પારખવાથી, દુનિયાની પરિસ્થિતિ ન કળી શકવાથી, અતિ ડહાપણથી, **घृताधारं पात्रं** કે **पात्राधारंघृतम** ની અતિ કલ્પનાથી અંગત સલામતી અને અંગત હિતના બહુ વિચારથી, દીર્ધદ્રષ્ટિ અને અગમચેતીના અભાવથી, હિંમત અને સાહસ ન હોવાથી કાર્ય કરવાની અને આગળ ધપવાની અનેક તકો તેમણે વહી જવા દીધી છે, આપણસહુને થોડો ઘણો સ્વાર્થ તો વળગેલોજ છે. સર્વાંશે સ્વાર્થ ત્યાગ કરવાનો દાવો આપણામાંથી કોણ રાખે એમ છે? તેથી જો એમ કહિયે કે મિતવાદીઓ પણ કોઇ કોઇવાર સ્વાર્થના વિચારે પાછા પડયા છે અને પડે છે, તો તેમને કંઇ ગાળ દેવા જેવું નથી. પોતાના સિદ્ધાન્ત ખાતર બધું સહન કરી લેવા તૈયાર હોય એવાં સ્ત્રી પુરૂષો દરેક દેશમાં થોડાંજ હોય છે આપણામાંના ઘણાંખરાંને તો જાણે અજાણે પણ અંગત કે કુટુમ્બની કે જાતની કે પક્ષની અસર વિચાર ઉપર અને મત ઉપર થાયજ છે. હિન્દમાં પોતાના સિદ્ધાન્ત ખાતર, દુઃખની કે મોતની સ્હામે પણ ટકકર ઝીલે એવાં સ્ત્રી પુરૂષોની સંખ્યા ખચીતજ ઘણી ન્હાની છે. એમ ન હોય તો જયાં છે ત્યાં હિન્દીઓ ન હોત. તેથી ફલાણા સર કે ફલાણા ઑનરેબલના વિચાર આવા છે માટે પોતાના વિચાર પણ તેવા રાખવા એના જેવી અમારા મત પ્રમાણે બીજી મ્હોટી મૂર્ખાઇ ન હોય; તેમ વળી ખોટી સરખામણી ( Analogies ) કે ટુંકા પણ ખોટા સૂત્ર જેવા લાગતા શબ્દાડંબર ( catch-words ) માં મચ્યા રહી એના ઉપરજ દલીલો કરવી એ પણ એટલુંજ મૂર્ખાઇ ભરેલું છે. જેવું દેખાય તેવું જોવું અને તે પ્રમાણે તૈયારી રાખવી એટલું સાચું.

અમારા દેશને સ્વાધીન, સમ્પૂર્ણ રીતે સ્વતંત્ર બનેલો જોવા અમે, કોઇથી પણ ઓછું નથી ચ્હાતા. પરંતુ અમારા મનમાં સ્વા-

ભીનતાની જે ભાવના છે તે કદાચ મિતવાદી અને ઉદ્દામ પક્ષીઓની ભાવનાથી જુદીજ હશે, મિતવાદીઓ અને ઉદ્દામપક્ષીઓ બેય સંસ્થાનોના ધોરણ ઉપર પગલે પગલે સ્વરાજ્ય માગે છે. માત્ર પગલાં ભરવા ઉપર તેમનો વાંધો છે. બેયને એક બાબતમાં સંમત થવાનો વાંધો નથી. તે એ કે જેમને માત્ર પોતાનો દેહ અને જીવ એટલીજ સંપત્તિ છે તેના ઉપર અતુલ સરસાઇની જુદી જુદી યોજનાઓને મિલકતદારો અને ખાસ હકદારો અનુમોદે છે. જમીનદાર માટે, મ્હોટા વેપારીઓ માટે, મૂડીવાળા માટે, પૈસાદાર માટે, મુસલમાન; સિખ, નેટિવ ક્રિશ્ચિયન અને ઘર માંડી રહેલા યુરપિયન માટે ખાસ પ્રતિનિધિત્વ મંગાય છે. મિતપક્ષીઓ આમાના ઘણા ખરા દાવાને ટેકો આપે છે. એ પક્ષમાં થોડાજ એવા છે કે જેઓ જમીનદાર, તાલુકદાર અને મિલમાલેકને ન રૂચે તેમ છુટથી મત આપે છે, એ માટે એમને પણ શાબાશી ઘટે છે. પ્રજાશાસનમાં માનનાર નેતાઓમાંના બંગાલ તરફના સહુથી મ્હોટા નેતા, મ્હોટા મ્હોટા મીલકતદારોનો પક્ષ અખણ્ડિત રાખવા બહુજ આતુર છે. 'લોકોનો ટ્રાઇબ્યુન' કહેવામાં આવે તો એને બહુજ ગમે છે. એનો બુલંદ અવાજ, ઉત્સાહી ભાષામાં ગોઠવેલાં સુંદર વાક્યો અને શબ્દોથી વાતાવરણ ગજાવે છે. પરંતુ જ્યારે ઉન્નત કાર્ય કરવાનો સમય આવે છે. ત્યારે હરગીઝ તે મીલકત, ખાસ હકો અને સત્તાનો પક્ષ લે છે. એના જેવાજ અન્ય પ્રાંતોમાં પણ નેતા છે. સાચી વાત તો એ છે કે પ્રજાકીય આગેવાનો ડહાપણ અને દાનાઇ અને જેને તેઓ હુશિયારી કહે છે તે ઉપર બહુજ ન જોઇએ એટલો ભાર આપતા આવ્યા છે અને આપે છે. તેમણે તડજોડ (Compromise) ઉપર મોર્લેના પાઠો વાંચ્યા છે અને ટાણે કટાણે એજ ગોખ્યા કરે છે. એમની રાજકીય વિચારશૈલિ જીર્ણ અને વન્ધ્યા છે. સારાસારના અતિ વિચાર અને અતિશય ડહાપણને પરિણામે વન્ધ્યત્વ બધાનેજ આવે એ નક્કિ, કારણ નીતિ અને ધોરણના ફાર નીચે સત્ય અને ઉન્ન-

તિના તત્વો કચરાઇ જાય છે. અમને અવિચારી સાહસ ઇષ્ટ નથી. ઉદ્ધતાઇ બેદરકારી કે દુરાગ્રહ અમારે નથી કરવો. માનવજાતના વ્યવહારમાં કેટલેક અંશે ડહાપણ, વિવેક અને તડજોડ જરૂરનાજ છે. સત્ય જે ક્ષણે સુજે તેજ ક્ષણથી સત્યનું આચરણ હંમેશા શકય નથી હોતું; પરન્તુ જેઓ એમ આચરી શકે તેમને માન આપવું યોગ્યજ છે. લાંબે ગાળે જીત તેમનીજ થવાની છે. પ્રજા આખીનાં ચારિત્રને બદલી નાંખવામાં અને જાહેર મતને વાળવાની શકિત, જેટલી સહન કરનારને, સત્ય, સિદ્ધાન્ત, ન્યાય, નિષ્પક્ષપાતતા કે સ્વીકારેલાં ધ્યેય ખાતર સહન કરવાને તૈયાર રહેનારને છે, તેટલી ઉત્સાહભરી, જાદુઇ શકિત બીજા કોઈમાં નથી. આવાં એકજ જીવનની, દેશના વિકાસ ઉપર જે સૂક્ષ્મ અસર થાય છે તે કદાચ એકસો ઠાવકા, દાના, ડાહ્યા, હિસાબી, શાન્તિપ્રિય મિતવાદીઓથી થવાની નથી. નિદાન એની અસર સરખીજ થશે. મિતપક્ષતા જ્યાંસુધી ફલહીન ન બને, સડવા ન માંડે, ત્યાંસુધી ઠીક છે. આચારમાં મધ્યમક્રમ, જ્યાંસુધી સત્યનો એકરાર અને પાલન હોય ત્યાંસુધી ઇષ્ટ છે, પરન્તુ જેટલું અતિશય પરવારી ગયેલું જહાલપણું દેશના હિતને જોખમકારક છે તેટલુંજ અમાપ મિતવાદીપણું ગાંડપણ બનેલું મિતવાદીપણું જોખમકારક છે. મ્હને લાગે છે કે જ્યારે વિચાર અને મતમાં અને વિચાર કે મત જણાવવામાં લોકો સર્વથા ખુલ્લાં દિલના અને સ્પષ્ટવકતા બનશે, ઉદ્દામ બનશે, પરંતુ સમાજની વ્યવસ્થા ખાતર, એ સત્યને અમલમાં મુકતાં અને પરિસ્થિત પ્રમાણે એની ગાજના કરતાં મિતવાદી બનશે ત્યારેજ ખરો મધ્યમક્રમ જળવાયો લેખાશે. લોકના નેતા કહેવાવા ખાતરજ ઉશ્કેરણી કરનાર, કે શબ્દથી કે વર્તનથી અવિચારી બનનાર, વાહવાહ કહેવાવા ખાતર દુઃખ વ્હોરી લેનાર કે કીર્તિનેજ શોધનાર ખરેખર ધિક્કારનેજ પાત્ર છે. એના કરતાં વધુ નીચ કે અધમ કોઇ હોઇ શકે નહિ. કેટલાક માણસો એવાય હોયછે કે જેને વાહવાહ એતો શ્વાસ પ્રાણ

હોયછે; જેમની ખાનગી જીંદગી નીચતા, લઘુતા, અદેખાઇ, લોભ, સ્વાર્થ અને વાખવાખી માટેની તીવ્ર ભૂખથી ભરી હોય, પણ જેઓ ભાષણ કરવા ઉઠે ત્યારે મોઝીસ (મુસા) ક્રાઇસ્ટ, બુદ્ધ, કે ગોવિન્દ સિંઘ જેવાની સિંહગર્જનાની નકલ કરેછે. સંધિકાળમાં અત્યારે હિન્દમાં બેય પ્રકારના નેતાઓછે. દરેક પ્રજામાં હોયજછે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટમ્ જેવી સ્વતંત્ર પ્રજાઓમાં પણ એવા પુષ્કળ છે. આપણી આવી પરિસ્થિતિ વધુ પડતિ લાગેછે ને વધુ ધ્યાન ખેંચી રહીછે તેનું કારણ તો એછે કે આપણે પરાધીન પ્રજા છીયેં, અને તેથી જે તે આપણને ઉપદેશ આપવા બેસી જાયછે અને આપણા દોષોનું પ્રદર્શન કરી દેખાડે છે જેથી આપણા ઉપરની તેમની સત્તા હંમેશની ન થાય તોય ઘણી લંબાવી શકાય. આપણે હિમત બિલકુલ ન હારવી જોઇએ. જે પરિસ્થિતિમાંથી આપણે પસાર થઇએ છિએ તે આવવીજ જોઇતી હતી. આપણે મહાત્માઓ નથી તેમ શયતાનો પણ નથી. માત્ર માણસો છિયે, અને અવસ્થાન્તર અને વિકાસના કાયદાઓ આપણને લાગુ પડે છે.

સ્વતંત્ર દેશના નેતાઓની જેટલુંજ નિયમિત આપણું પણ સ્વદેશાભિમાન કોઇ કોઇવાર દીપે છે. ખરૂં કહિયે તો તો દુનિયામાં કયાંય સ્વતંત્ર પ્રજાઓ છેજ નહિ. યુનાઇટેડ સ્ટેટસ, ગ્રેટબ્રિટન અને ફ્રાન્સનાં લોકશાસન એ નામનાંજ લોક શાસન છે. સત્તાધર વ્યક્તિઓ, મીલકતના માલીકો, ખાસ હકો ધરાવનારાઓ એ પોતાની જનતા તરફ પણ તેટલાજ જુલમી રહે છે જેટલા આપણી તરફ છે. માત્ર આપણા કરતાં એ જનતાથી એઓ વધારે બીહે છે, તેઓ કદી પણ ન્યાય કે નિષ્પક્ષપાતના માટે કંઇ પણ કરતા નથી. જે ન કરવાના પરિણામથી બીહે છે તેજ તેઓ ન છુટકે કરે છે, જ્યાં સુધી તેઓ સલામત હોય અથવા સલામત છિયે એમ માની લેતા હોય ત્યાં સુધી પોતાની જનતા અને પોતાનાજ દેશ બંધુઓને આપણી

પેદેજ ચ્યરે છે, તેઓ તેમને નિર્દય બની લુટે છે. તેઓ સ્વાર્થ માટે તેમને જલગરીયા અને કઠિયારા બનાવે છે. એમના ઉદાર અને લોકહિતના શબ્દો ઉપર કોઇએ ભોળવાવાનું નથી. જેઓ ખરે-ખર ઉદાર હોય, જેમનામાં પોતાની દ્રઢ માન્યતાઓને લીધે હિમત હોય, જેઓ અન્દર લાગતું હોય તેમજ કરતા હોય એવા બહુજ થોડા હોય છે. **મોર્લે** અને **બ્રાઇસ**, કર્ઝનથી અને મિલ્નરથી જૂદા નથીજ. માત્ર તફાવત એટલોજ કે એઓ થોડા અનુદાર છે, આ ઝાઝા છે એમાંથી કોઇ ઉપર ભરોસો રાખી બેસતા નહિ. અન્દરથી ઉદાર (Liberels) અને અનુદાર (Convservative) પક્ષ એકજ છે. ઉદાર પક્ષોએ, દામ્ભિકતાથી અને સમય સાધનારા સામ્રાજ્ય હિતવાદ (Imperialism) અને ધનિક હિતવાદ (Capitalism) થી ઇંગ્લાંડમાં ઉદારતાને મારી નાંખી છે યુવાન ભારતે તો આશા તેમના પાસેથી રાખવાની છે જેઓ પરસેવાની કમાઇપર જીવે છે કે જીવતા'તા, જેઓ પેદાશના કરનાર છે કે હતા અને જેઓ જાણે છે કે જાણતા'તા કે ગરીબી, અજ્ઞાન, તકોની ખામી અને ગુલામી એટલે શુ ? એમાં પણ કેટલાક માત્ર વાતો કરનારા છે. જેઓનો ધંધોજ એ છે અને જેઓ બેન્કમાં મ્હોટાં ખાતાંવાળાછે; જેમની મિલકત સામાન્ય લોકોને રાજી કરી, મીઠાં મીઠાં પીરસીને પેદા કરેલીછે. ખરેખરતો આ લોકો પણ આપણા પ્રયાસોમાં વેગ ભેળવે એવા નથી. યુવાન ભારતે તો કેર **હાર્ડી**, લેન્સબરી અને **સ્મીલિ** જેવાઓને પડખે ઉભવું જોઇયે.

અમારા ઉદ્દામ દેશ ભાઇઓને અમારે નમ્રતા પૂર્વક જણાવવું છે કે અમારા મતે, સંપૂર્ણ સ્વતંત્રતાથી દેશને ગેરલાભ થશે એ વાતમાં ઘણુજ વજુદ છે. જ્યાં સુધી આપણી સામાન્ય જનતા નિઃસંશયરીતે એમ ન દેખાડે કે તે આપણી સાથેજછે, ત્યાં સુધી સંપૂર્ણ સ્વરાજ્ય અપાય એમ સંભવ નથી; એનું કારણ આપણી

પ્રજાના દુશ્મનો ) એ નથી. આપણામાં બુદ્ધિ કે ચારિત્ર નથી, એય નથી. ધર્મ, જાતિ, ભાષા અને સંસ્કૃતિના વિભાગોમાં આપણે વ્હેંચાઇ ગયા છિયે એય કારણ નથી; આપણામાં નિરક્ષરતાનો ગાઢ અંધકારછે કે આપણે બહુજ ગરીબ છિયે એ પણ સ્વરાજ્ય ન મળવાનું કારણ નથી. કારણ તો વળી જુદાંજછે; આપણે ગરીબ તો તેટલાથી છિયે કે બીજાઓ આપણુ છે તેય આપણને વાપરવા દેતા નથી. આપણી નિરક્ષતામાં જરાય શરમાવાનું નથી. આપણી આટલી નિરક્ષરતામાંય આપણે અમેરિકા યુરપના લખી વાંચી જાણતા લક્ષાવધિ જનો કરતા વધુ હોંશકા, વિચારશીલ અને શાહ્યા છિયે. આપણે ચારિત્રમાં પછાત નથીજ કારણ આપણામાં આત્મ સંયમ વધારે છે, પ્રમાણિકતા વધુ છે, સાદાઇ વધારે છે, લોભ ઓછો છે અને અમેરિકન અને યુરપિયન કરતાં બીજાંઓનો ઘાતપાત કરવાની વૃત્તિ કમ છે. ધર્મ, જાતિ, ભાષા, • સંસ્કૃતિના ભેદોપભેદો પણ હોમરૂલને આડે આવે તેમ નથી. અન્ય સ્વતંત્ર દેશોમાં પણ આ ભેદોપભેદ છે. આપણામાં ખામી તો એ છે કે આપણા હકો માટે ઉભા રહેવાની આપણામાં દઢતા નથી; જુલમની કે અહિતની સામે થવાનો વેગ અને નિશ્ચય નથી, પછી તે આપણો દેશીભાઇ જુલમી હોય કે પરદેશી હોય, ધ્યેય માટે કે દેશને માટે સહન કરવાની તૈયારી જોઇયે. સત્ય અને ન્યાય્યને પડખે ઉભા રહેવાની ઇચ્છા જોઇયે, પછી એમ પડખે ઉભવાથી ભલે દુનિયામાંથી બાતલ કાં ન થતા હોઇયે. મુખ્ય કારણ એ છે કે સ્વરાજ્યની આપણી માંગણી કબુલ કરાવવાનું આપણી પાસે બલ નથી. લશ્કરી દલીલ, "રૂપાની ગોળીઓ"ની દલીલ, ઔદ્યોગિક હડતાળોની દલીલ અને કામદારોના સંઘની દલીલ, આ સર્વ દલીલો આપણે કરી શકિયે તેમ નથી. જ્યાંસુધી આ દલીલો નથી ત્યાંસુધી આપણે ભલે ઉંચા નીચા થઇયે પણ સ્વરાજ્ય મળવાનુંજ નથી. અમે મિતવાદી નથી અમે ઉદ્દામ નથી તેમ સાદા અર્થમાં વપરાય છે તેમ અમે Revolu

tionary વિપ્લવને ચ્હાનાર પણ નથી. અમારે મતે આજસુધી સફલ નેતૃત્વ લેવામાં મિતવાદી અને ઉદ્દામો બેય નિષ્ફલ થયા છે.

મિતવાદીઓએ અમને અતિ મધ્યમતાભર્યાં ડહાપણ ને વિવેક તેમજ સત્તા માટે અણઘટતું માન રાખતાં શીખાડયું છે; છતાં મિતવાદીઓમાંજ ગોખલે અને માલવીય જેવા મહાન આત્માઓ પાકયા.

તેમ ઉદ્દામો પણ ખોટી ઉશ્કેરણી, દર્પ અને મગરૂરીના દોષથી બચ્યા નથી. હીન્દુઓમાં તેમણે અરવિન્દ અને તિલક જેવા મહાપુરૂષો અને મુસલમાનોમાં ખરેખર મ્હોટા નરો અલિ ભાઇયો, જીન્ના, હસન ઇમામ, રસુલ વિગેરે પેદા કર્યા છે.

છતાં અમારાં મનને ગમે તેવો નર તો ગાંધિ છે જો કે એમનાથી અમે રાજકીય વિષયમાં ઘણીવાર જુદા પડિયે છિયે વિપ્લવીઓએ ભારે બહાદુરી અને ત્યાગ વૃત્તિ દેખાડીછે પણ સાથે સાથે તેઓએ જુઠાણું, દગાઇ, બે દાંત દેખાડવાની રીત, અધમતા ઉપરાંત ખુન, લુટ, ને ડાકા પણ દેશને શીખાડયાંછે. આમાંની એક પણ રીત, દેશને મ્હોટો બનાવવાની આશાજ ખોટીછે.

દેશની જરુરિયાતોનો એક એવા નેતૃસંઘનીછે જે પૂર્ણ સત્ય, સ્પષ્ટતા, સરળતા અને નિર્ભયતા, સાદાઇના ધર્મ પાળે; જેઓ સામાન્ય જનતા જેમ જીવે, તેઓ ખાય તે ખાય, તેઓ પ્હેરે તેજ પ્હેરે, પોતાની આજીવિકા માટે પોતે હાથે પણ કદી કામ કરે અને જનતાના વિચારો, ચિન્તાઓ, મુઝવણોમાં ભાગ લે. જેઓ સરકાર કામ ચલાવે ત્યારે ગોળ ગોળ બોલી બચાવ ન કરી લે, જેઓ પરદેશી લુટારાને ઉઘાડો પાડવામાં જેટલા બહાદુર અને દયાહીન હોય તેટલાજ દયાહીન અને બહાદુર બની આ દેશના પણ મીલકત સત્તા અને હકોની ખબર લે. જેઓ પોતે સમજીને ઉપદેશ આપે કે ખરે ખરૂં, ભેળ સેળ વગરનું લોકશાસન જોઇયે છે; પરદેશી ઇમ્પિરિયાલિસ્ટ કે કેપિટેલિસ્ટને સ્થાને પોતાના

દેશના પૈસાદારો ને જમીનદારોનાં રાજ નથી જોતાં. ખરી વસ્તુ થોડી થોડી મળશે તેનું કંઈ નહિ અમારે સો ટચનું સોનું જોઈયે છે; નકલી માલ નહિ. અમે જાણિયે છિયે કે ગમે તેમ તોય પરદેશી કરતાં દેશીનુ રાજ વધારે ભલું કદાચ નીવડશે. હાલ આપણને બે ધણી છે. પરદેશી ધણી નીકળી જશે તો એકજ દેશી રહેશે. એ વાત સાચી છે. આમાંના પ્હેલાને કહાડી નાંખવાના પ્રયોગને અટકાવવાનું અમે નથી કહેતા, પરન્તુ બધા પ્હેલાં પરિણામ કયું ઇષ્ટ છે એ સંબંધી સ્પષ્ટ સમજણ હોય એમ અમે માગીએ છિયે. હૃદય બિલકુલ ચોકખું રાખી બરાબર સાચા રસ્તા ઉપર રવાના થવાનું છે. દેશી રાજા માટે કે બ્રાહ્મણ માટે કોઇપણ દેશી લુટારાના લાભ માટે અમે અમારો વખત શકિત કે જીન્દગી આપવા ચ્હાતા નથી અમે સામાજીક લોકશાસનનો પયગામ દેરેદેર પ્હોંચાડવા ઇચ્છિયે છિયે.

અહિ જરા અમે કહિયે છિયે તેની સમજણ ચોકખી થવાની જરૂર છે અમે જાણિયે છિયે કે શોસ્યાલિઝમની પતાકા અમે ઉડાડી શકિયે એમ નથી. અમે શોસ્યાલિઝમ સમજતા પણ નથી. અમે કદી એનો અભ્યાસ કર્યો નથી, અમે સુત્રો અને સંપ્રદાયોમાંથી અમારૂં વર્તન ઘડતા નથી અમે તો આટલું જાણિયે છિયે—કે સમાજનું વર્તમાન બંધારણ અન્યાય્ય અને ખોટું છે જંગલી અને ક્રૂર છે. સંસ્કૃતિની ઉષા ઉગી તે છતાં દુનિયા અતિ પ્રાચીનકાળ પૂર્વે હતી તેથીએ જંગલી છે સંસ્કૃતિએ સામાન્ય લોકો માટે તો દુ:ખ ને ભૂખ, રોગ ને મોત આણ્યાં છે. અમે ફરીથી માણસ જાતની પ્રથમ સ્થિતિએ જવાની વાત નથી કરતા; અમે ઇચ્છિયે તોય જઇ શકિયે એમ નથી. અમે સર્વને માટે સમાન તકો અને ન્યાયનો યુગ ચાહિયે છિયે. અમારે મતે દરેક સરકારની પ્હેલી ફરજ છે કે

(૧) સમાજની એકપણ વ્યકિત ચોકખાં અને પૈષ્ટિક ખોરાક વગર કે તન્દુરૂસ્ત રહેવાશ કે યોગ્ય વસ્ત્ર વગર દુ:ખી ન થાય.

૨) માતાને ઉદરે કાયદેસર કે ગેરકાયદેસર જન્મ લેનાર દરેક બાલક, (કાયદેસર દરેક બચ્ચું કાયદેસરજ છે. કુદરતના વેગ અને કેવળ કુદરતનીજ શકિતઓથી--કાયદાઓથી--એ ઉત્પન્ન થયું હોય છે) સારો ખોરાક, સારો પ્હેરવાશ મેળવેજ એટલુંજ નહિ પરન્તુ પોતાનાંજ ધોરણોને અનુકૂળ કેળવણી ને વિકાસ મેળવવાની દરેક તક તેને મળવી જોઇયે.

(૩) દરેક પુખ્ત ઉમરે પ્હોચેલ વ્યકિત પ્રજાના જીવનની અન્તિમ વૃદ્ધિમાં અંશ આપે, એટલે દરેક પુખ્ત વ્યકિત શારીરિક કે માનસિક, પેદાશ કે અન્ય ઉત્પન્ન આપે એવું કામ કરે.

(૪) સમાજની દરેક વ્યકિતને પોતાની જીંદગીની ઉચી દિશામાં વિકાસ સાધવા માટે જોઇતી ફુરસદ મળવી જોઇયે.

(૫) આત્મ રક્ષણ કે સમાજ રક્ષણ સિવાય કોઇનો ઘાત કોઇ નહિ કરે.

(૬) યોગ્ય આજીવિકા મેળવવાને અને ચોકખુ જીવન ગાળવાને જરૂર પડે તેટલી જમીન, હવા, પાણી અને બીજી કુદરતી અને કૃત્રિમ પેદાશ દરેક વ્યકિત પોતાની અને કુટુમ્બની જરૂરિયાત પ્રમાણે મેળવી શકે.

(૭) કોઇપણ, બીજાં કોઇને બલ કે ધમકીથી પોતા માટે મ્હેનત ન આપી શકે.

(૮) દરેકને સમાજમાં સરખીજ સ્થિતિ હોય--સિવાય કે સહુની સંમતિથી કોઇ સર્વ સામાન્ય હેતુ માટે એકાદને અમુક સમય માટે વિશિષ્ઠતા અપાય.

(૯) દરેકને સમાજના અંતર મંડળોમાં પ્રવેશ પામીને મેળવેલું વ્યકિતત્વ કે અન્ય વર્તન શૈલિ પસંદ કરવાની સ્વાધીનતા રહે, માત્ર તેમ કરવામાં કે કોઇની સ્વાધીનતા કે હકને ઇજા ન પ્હોંચાડી શકે.

(૧૦) મનુષ્ય અને સ્ત્રીમાં માત્ર શારીરિક બંધારણને અંગે થતા ભેદોજ રહે. અન્ય સર્વ હકો અને ફરજો માટે તેમના વચ્ચે કંઇ અન્તર ન રહે. આ સિદ્ધાંતને વશ વર્તી જો કોઇ પણ મંડળની વ્યકિત ઝાઝી દોલત પેદા કરે કે મહેનત કરી મેળવે તો તે તેનો માલીક રહી સુખેથી ભોગવે, માત્ર તેમ કરતાં એકલો કે અન્ય સાથે રહી એ કોઇને હાણ ન કરી શકે.

આ અમારા સિદ્ધાન્તો છે અને આનો પ્રચાર કરવા હિન્દમાં અમને અંતઃકરણ પૂર્વક ઉપદેશ કરનારા માણસો જોઇયે છે.

અમારા મતે તો રાજકીય વિપ્લવનો યુગ સમાપ્ત થયો છે. ખુનરેજી કરી લોહી રેડી, ભય ઉપજાવી, લુટ ચલાવીને વિપ્લવો જગાડવાં એ અમને ટુંકી બુદ્ધિ દેખાય છે. આ બધાંને પરિણામે માત્ર એકને બદલે બીજો ધણી કરવા બરોબર છે. આપણને જોઇએ છે તે આ પદ્ધતિમાંની એકે નથી.

મને હિન્દના રાજદ્વારી પુરૂષોનો એક એવો સંઘ જોઇએ છે જે ચળવળ જગાડી એ દાવો કરે કે જમીનનો દરેક ખેડનાર પૂરતી જમીન કે ભોગવટો મેળવે જેથી યોગ્ય સુખ મળવા જેટલી આવક મેળવે પોતાની અને પોતા ઉપર આધાર રાખનારની સાદિ જરૂરિયાતો જેટલું જેની પાસે નહોય એના ઉપર વેરો નાખવાની સરકારને સત્તાજ નથી. તેમજ ખેતી કરનારને બાકી પોતા માટે અને કુટુમ્બ માટે પૂરતું રહ્યું છે કે કેમ એની તપાસ કર્યા વગરજ બધુ નીચોવી લેવાનો જમીનદારનેય જરાપણ હક નથી. માગણી

અને પુરણી (Demand & Supply) ના મૂર્ખ વિચારનું કાળું મ્હોં કરો; હરિફાઇને ખાડામાં નાંખો. અમે એટલુંજ માંગિયે છિયે કે હિન્દની સરકાર, પછી તેમાં માણસો બ્રિટિશ હોય કે હિન્દી પરન્તું એ સરકારે જમીનને લગતા કાયદાઓમાં એટલો ફેરફાર કરવોજ જોઇયે જેથી ખેતી કરનારને પોતે સુખી જીવન ગાળી શકે એટલું તો ઉપજવું જોઇયે.

નવીન ઉદ્યોગોનો આરમ્ભ બહુ ઠીક છે. અમને ઔદ્યોગિક વિકાસ ઇષ્ટ છે પરન્તુ અમે ત્યાં પણ એવી સ્થિતિ નથી ઇચ્છતા કે જ્યાં રોજંદારને પેટ પૂરતો રોજ પણ ન આપવામાં આવે. દરેક માણસને સુખી જીવન ગાળવા જેટલી પ્રાપ્તિ ઉપર તો અમે ખુબ ભાર દઇયે છિયે—પછી તે જમીનથી કે ઉદ્યોગથી! જે સમાજ આ ધર્મને નહિ પીછાને તે અન્યાયી છે અને કેવળ માણસ જાતને લુટી જીવનાર છે, સમાજના બીજાં બધાં તત્વો—અન્દર અને બ્હારની સલામતીની જરૂરિયાત—જાહેર કામોની જરૂરિયાત, મ્હોટા પગારના સરકારી અમલદારોની જરૂરિયાત, પ્રજાકીય આનંદોની જરૂરિયાત—એ બધા આ ધર્મનું પાલન કર્યા પછીજ જરૂરનાં છે. અમે ઇચ્છિયે છિયે કે હિન્દના રાજદ્વારિ નેતાઓ આ પ્રશ્નને ઉપાડી લે અને એની ચળવળ જગાડે. એની અસર બધાંધારા ઉપર થશે એથી જનતામાં એક એવી રાજકીય અને આર્થિક જાગૃતિ આવશે જે આગળ જતાં દુર્ધર્ષ થઇ પડશે. ઉપરાંત જે બ્રિટિશ લોકો એમ કહે છે કે તેઓ હિન્દમાં હિન્દની જનતાના હિત અને રક્ષણ માટે છે અને જેઓ હોમરૂલની વિરૂદ્ધ થતાં કહે છે કે જ્યાં સુધી જનતામાં રાજકીય જાગૃતિ નથી આવી ત્યાં સુધી તેનાજ સુશિક્ષિત અને માલદાર દેશી ભાઈ કરતાં બ્રિટિશરોને હાથે તેનું હિત ને સ્વાર્થ વધુ રખાશે, તે લોકોની પણ આમ થવાથી કપરી કસોટી થશે. અલબત આપણે જાણિયે છિયે કે આ માત્ર એમનો ઢોંગ છે છતાં એમનાજ શબ્દો

એમને માગ્યા વઇ જે કહે છે તે કરી દેખાડવાની ફરજ કાં ન પાડવી. એમનેજ પુછિયે કે ખેડુત વર્ગ હાલના જીવનના ઉંચા ધોરણની દ્રષ્ટિએ હિન્દની સ્થિતિમાં સુખી જીવન ગાળી શકે એમ બને એ માટે તે શું કરવાને તૈયાર છે. આપણા આ મુદ્દાઓની એક પ્રશ્નોત્તર માળા બનાવી દરેક બ્રિટિશ ધારા બાંધનારને દેખાડિયે અને સાથે એને એ પણ દેખાડિયે કે જુદી જુદી બ્રિટિશ સરકારો આજે પણ મોટા મોટા માટા જમીનદારો, શરાફો, વેપારીઓ અને મોટા પેન્શન ખાનારાઓ બનાવી રહી છે. હલકાં પ્રકારના રાજકીય જીવનમાં ગવર્નરોને અને લેફ્ટેનન્ટ ગવર્નરોને સહાય આપવા માટે ખુશામતી-યાઓને જાહેર મ્હેસૂલમાંથી હકશીઓ અપાય છે. જ્યારે એમની પાસે જોઇયે તે કરતાં વધુ સીંચેલુંજ હોય છે. આને ઇંગ્લીશ તીજોરીમાંથી આપેલાં ઇનામો કહે છે, પણ ત્યારે બીચારા ગરીબ હિન્દી ખેડુ ઉપર એ બોજો કાં લદાય છે.

દેખીતી રીતે પ્રમાણિક હુશિયાર દેશભાઇઓને પોતાનો દમ, વખત અને શાકત બિનજરૂરી કામો પાછળ વેરાતા જોઇ અમે દિલગીર થઇએ છિયે. જ્યારે જરૂરી કામો રહી જાય છે. અને જાહેર પ્રજાનું ધ્યાન આડે રસ્તે દોરવાઇ જ્યાં સંપૂર્ણ રીતે અપાવું જોઇએ ત્યાં અપાતુ નથી. બહુજ નમ્રતાથી અને ઉત્સુકતાથી અમે આ એમના વિચાર માટે, ધ્યાન માટે પેશ કરીયે છિયે, જો કે જવાબ અમે આગળથી ધારી રાખ્યો છે; "અવ્યવહારૂ, અશક્ય, બીનજરૂરી" વકીલોને, જમીનદારોને, જરદારોને, મ્હોટા અમલદારોને મ્હોટા પગારવાળા અધિપતિઓને, અને ખિતાબની નવાજેશ પામેલા ઇસમોને આવી યોજના **હંમેશા અવ્યવહારૂ લાગવીજ જોઇયે.**

પરંતુ "હિંદના સેવકો" Servants of India...નું શું? ધનની સત્તા અને વૈભવને પગભર કરવા પાછળ એઓ કાં પોતાની જીંદગી ધૂળ મેળવેછે? કદાચ ટેવ પડી ગઇછે તેથી—અને બીજુ કંઇ કરવાનું સુજતું નથી એટલે હશે. એઓ કાં અમલદારોના જોડાને માખણ લગાડતા ફરેછે શા માટે સર જસ્ટિસ ને રાજાએ આગળ ઝુકયા કરેછે? શા માટે? અમે આ પ્રશ્ન ફરી પુછી ઉત્તરની રાહ જોઇયે છિયે.

